

# તશોખીન ગરબાવળી



છપાવી પ્રસીદ્ધ કરનાર

શા૦ કાળીદાસ ભગવાનદાસ





ભગત માન વધારવું માહરે, જોઈ દુરીજન બળશે દાઝ. માજી.
માની આશીષ શીશ ચઢાવીને, બહુ મંગળ ગાયછે નાર. માજી.
ભેરી પંચ શબ્દ વજડાવીને, ગાજે ગરગડે નોબત સાર. માજી.
આણી અંગ ઉમંગ અતી ઘણો, ગુણ ગાયે યદુરામદાસ. માજી.
ગાયે શીખે ઓચ્છવ વીવાતણો, પુરે ગણપતી ઉનૈ આશ. માજી.

## ગરબો.

સાભળજો અરજીરે, ઉનૈગઢ વાળી,
છો દયાનો દરિયોરે, ઉનૈ બીરદાળી;
જુઓ મેહેરની નજરેરે, મૃત્યુ લોક ભણી,
વાપ્યો છે કળજુગરે, વસે શી વિશ્વતણી.
લાગ્યા ઘટવા ધર્મજરે, અધર્મનો ઉદય થયો;
અસત્યનું આચરણરે, સત્યનો ચર્ણ ગયો;
મુકી પોતાની વિદ્યારે, પુસ્તક પરનાં ભણે,
ઉદરને અરથેરે, સુભા શુભ નવ ગણે.
વિપ્ર સંધ્યા રહીતજરે, વેદની વાત કશી.
કરે સુદ્રની સેવારે, આચરે કરમ કશી;
વિશ્વાસને સંપજરે, લોકમાં રહ્યા નહી.
જુઠ ઝાઝી વાધીરે, કૃતી સૌ કુડી થઇ;
અવની ઉપરથીરે, યગનને યાગ ગયા.
હવે તો માજીરે, દીલમાં લાવો દયા;
જેમ અસુરને ધારીરે, દેવની રક્ષા કરી.
તેમ કળી અટકાવીરે, સત્ય વરતાવો ફરી.
વિનતી ગીરધરનીરે, મનમાં ધારીને;
કરો ધર્મનું રક્ષણરે, પોતે પધારીને.

## ગરબો.

જુઓ જગતના સામુંરે, જનુંની જશ લેવા;
કરી ધર્મનું રક્ષણરે, દંડ કળી દેવા.
આવોને ઉનેરે, બાળા અરદાળી.
ત્રીપુરાને તુળજારે, આમા આહાકાળી;
લક્ષ્મીને લલીતારે, ભવાની ભુવનેશ્વરી.
હીંગલાજને હરસદરે, વરાહી વાઘેશ્વરી.
બ્રહ્મપુત્રી આંઢીરે, ભગવતી બ્રહ્માણી;
સાવીત્રીને બગલારે, રાંધલ રૂદ્રાણી.
ચંડી ચામુંડારે, અનસુયા અષ્ટ ભુજા;
નંદા આનંદારે, નારાયણી નવ દુગા.
કૌમારી કાત્યાયનીરે, પીતાંબરા પરમેશ્વરી;
આધા અનપુર્ણારે, વીજયા વિશ્વેશ્વરી.
સિદ્ધીદા ચંદ્રઘંટારે, ઉમીઆ આશાપુરી;
આઇ આવી નીવારોરે, કૃતી કળીની આરાસુરી.
સુખ પામે સૌજનરે, ધર્મમાં ચિત્ત ધરે;
ભાવે ભકતી તમારીરે, ભુતળ સર્વે કરે.
એ અરજી મારીરે, અવલોકન કરજો;
વિનતી ગીરધરનીરે માજી ઉર ધરજો.

## ગરબો.

ભલે આવીઓ ચૈત્ર માસરે, દરશને જઇએરે;
ત્યાં ઉનેબાઇનો ગોખ, સદ્ય ફળ લઇએરે.
બહુ ગુણ ભરી બાળા ધામરે, શરણે રહીએરે;
સુભ ગામ ઊનેધામ, સદ્ય ફળ કહીએરે.
માજી પુરૂષ પીહર કહેવાયરે દીન બહુ આવેરે;

તેનાં મન વાંચ્છીત ફળ થાય જેને જેવો ભાવરે
કળજુગના પાખંડી લોકરે, દસદી સીધાવેરે;
લાભ મુક્તી દેખાડે ફોક, મુડી ગમાવેરે.
જે છે ભક્તી મુક્તીનું રૂપરે, તે નવ જાણેરે;
છે અભેદ ભવ અછેદ નેત નેત, કહી દુર્ગા વખાણેરે
અકલ વાત ઓપે ગાત, જુગમાત, નવ રાત્રમાં ખેલેરે
આવે સંઘ મન ઉમંગ, ભર્યા રંગ નર નારીયો મેલેરે.
મૃગ વાહન કરી બહુ રૂપરે, આવે સો સામીરે;
દીઠું દેવળ ઉનૈ ભુપ, વેદના વાસીરે
આવી ચાચર કીધો પ્રણામ, પ્રેમ ધરીનેરે.
ન્યાળી ગોખ ગુણવંતો ધામ, ભેટ કરીનેરે.
માને મસ્તક નામે પાગરે, આ શીક્ષા કીધીરે;
જોઈ પોત પોતના જાગ, સર્વ સીદ્ધી લીધીરે.
માના લાલ બાળ ખ્યાલ કરે ગાળરે, ચોક સુવાળેરે
ગાએ ગાન તાન માન કીધાં સ્નાન જઈ કુન્ડ પાળેરે
થઈ પુન્યમ સોભા અપારરે, મેવા થાળરે.
પુજા આંગી ચડે શણગાર પુષ્પની માળરે.
સોભા નીરખી વદુરામદાસરે ભામણાં લેછેરે;
મધુ માસની ઉપાસ સુખરાસ તેની ગરબીઓ કહેછેરે.

ગરબો.

સુણો અલબેલી ઉનૈમાત, અરજ હમારીરે;
દીન જાણી મા કરીએ દયાય, મરજી તમારીરે. સુણો.
હુંતો ગરજ ગુમાની છુ માત, કશુંએ ન જાણુંરે;
જો જો દ્રષ્ટ ગોચર દરસાય, વાને વખાણુંરે. સુણો.
જોશો અવગુણ હમારા આપ, ભવ કેમ તરીએરે.

સર્વે થાયછે શક્તી પ્રતાપ કહો કેમ કરીએરે. સુણો.
જીવીએ છીએ જનુની મેહેર મારો તો મરીએરે;
લાડ પાળી કરો લીલા લેહેર, ઘેર નવે નિદ્ધ ભરીએરે. સુણો.
તુંતો નાત, નાત જાત ન્યાતરે સર્વે છો મહારેરે;
આણી પ્રીત ધરી ચિત્ત સદા નાત્ય, રાજ રીતે ઘણું પાળોરે સુણો.
જેમ માથા ધાઓ ધાઓ કરો સાહ્ય, તુજ આશરે રહીએરે
દુષ્ટ માર, કષ્ટ ટાળ, અરી સંહાર, વારે વારે શું કહીએરે સુણો.
ગોખ ધામનો શુભ્રામ પહુરામ, નામ ઠામ કરી સ્થાપોરે;
પુજુ યંત્ર જપુ મંત્ર સુજા તંત્ર, સદાએ વર આપોરે. સુણો.

ગરબો.

શેવો શેવો આરાસુરરાણી, શેવો શેવો સનખત્રપુર ધણીઆણી;
શેવો ઉનેગઢ પટરાણી. ટેક.
ચૈતરે ચિત્ત ચરણે બાઝયું, નમી નમી અંબે આરાધું;
મન મારૂ ગોખે જઈ લાગ્યું. શેવો ૧
વૈશાખે તો વાવલીઆ વાયા, માજી ઘણું ડાહ્યા તમે વાહ્યા;
માડી મોટી છે તારી માયા. શેવો ૨
જેઠે જુગતી ઘણી સારી, હરીહર બ્રહ્મા થકી ન્યારી;
જોઈ ગોખને જાઉ બલીહારી. શેવો ૩
અસાડે તો મેઘ ઘણો ગાજે, છત્ર સોનાનું શીરપર છાજે;
અદ્ભુત ચોઘડીઆ વાજે. શેવો. ૪
શ્રાવણ સરવડીએ વરસ્યો. પુંજન જો માતતણું કરશો;
તો તમે ભવસાગર તરસ્યો. શેવો. ૫
ભાદરવો તો ભલી પેરે ગરજ્યો, માને ભજશો તો તમે તરસ્યો;
નહી તો અથડાતા તમે મરશો. શેવો. ६
આશો માસે આવી દીવાળી, આવ્યાં અંબે બહુચર મહાકાળી;

આવી ગરબે રમે લટકાળી. શેવો. ૭
કારતકે કોયલડી બોલે, નાવે કોઈ ઉનેને તોલે;
માને તેજે ત્રીભુવન ડોલે શેવો. ૮
માગશરે મનમાં નથી ગમતું, મારૂ મન બીજે નથી ભમતુ;
ચીત તાહારા ચરણ કમળ અટકયું. શેવો. ૯
પોશે સોષ પડયો અમને, હવે શુ કહીએ માડી તમને;
દીલાસા ઘોછો મા અમને શેવો. ૧૦
માહે માનસરોવર ન્હાવો, ચાચર નાચો ને ગરબા ગાવો;
ભક્ત આરાસુરીનો થાવો. શેવો. ૧૧
ફાગણ ફેર ફરૂ હોળી, આછા રંગ ચરણાને ચોળી;
ચુંદડી રંગ કેશરમાં બોળી. શેવો. ૧૨
બારે માસ થયા નીરધાર, માજી નોધારા આધાર;
તારા બાળકની લે સંભાળ. શેવો. ૧૩
બારે માસ માના જે ગાશે, શત્રુ તેના ઉડી તો જાશે;
આપે કૈલાસમાં કરે વાસે શેવો. ૧૪

## ગરબો.

નારાયણીને નમશો તો નવ નીદ્ધ આપશે, નરક નિવારણ નીર્મલ માનું નામજો
ભગવતીને ભજશો તો ભવ દુખ ભાગશે, પુંજન કરતાં પામે પદારથ પાંચજો. ના.
જોગમાયાનો જશ જુગ જુગ વ્યાપી રહ્યો કળીયુગ કેરા નિરભાગીછે લોકજો;
પાખંડી મત બાંધે સહુ પાપી થયા, તત્વ તજીને નીર વલોવે ફોકજો. ના.
લક્ષ્મી વિનાના નર આદર પામે નહી, જ્યાં જાયે ત્યાં ધકઃ દે સર્વ કોયજો;
પાંચ રૂપીઆ જઈને પગ આમળ ધરે, ઉઠી બેસારે આવો આવો હોયજો. ના.
માયા ખરચીને મુવાતે જીવતા, માયા વિનાના જીવે મરતક જાણજો;
શુદ્ધી ભક્તી બાળા અમૃત પીવતાં, સિદ્ધી પામ્યા વેદપુરાણ પ્રમાણજો. ના.
શંવત સત્તર બાવનમાં એક વૈશનું, શેહેર અમદાવાદ વેલોચન છે નામજો.

ચાર સંપ્રદા આનું સેવા જુગદીશનું, જાચે નીત્યે પણ કંઇ નશરે કામજો. ના.
એક દીવસ ભટ વલ્લભ નીસર્યા માર્ગે, ચરણ નમીને સંભળાવ્યાં નીજ કષ્ટજો;
હું દુર્બળ ચારે સંપ્રદા આથડયો, ધનવિના સર્વે કરી કાડે નષ્ટજો. ના.
કૃપા કરી કાપો દુખ હવે શીર કર ધરી, ભટ સાહેબ કહે જા માજીને દરબારજો
પાંચ પદાર્થ આપશે ત્યાં પ્રમેશ્વરી, આધ થકી આઈ નોધારાં આધારજો ના.
સેવાના ઉપદેશ કરે જુગમાં ઘણા, આપીને ઉપદેશ કર એક આઇજો;
બુદ્ધીવીના બાચકા ભરે ધુણીતણા, લાભ લેતાં મુડી સર્વે ગમાઇજો. ના.
સ્ત્રીનું પીહર જુગમાં છે જાહેર, ત્યાં જઇને કરે સુખ દુઃખની વાતજો;
પુરૂષનું પીહેર ઉનૈમા માહારે સંકટ ટાળી સુખાભાંરૂ જુગ માતજો ના.
મંત્ર લેઇને આવ્યો ચોક ચુવાળમાં, કૃપા કરીને આપ્યો વલ્લભદાસજો;
પુજન કરીને આપીઆં જુગ પ્રતીપાળમાં પ્રેમે કરીને એકવીશ કર્યા ઉપવાસજો ના.
બાવીસમે દીને પ્રસન્ન થયાં પરમેશ્વરી, ઉઠ ઘેર જા વૈજોાચન મમ પુત્રજો
મેં સર્વે લક્ષ્મી તુજ આશનમાં ધરી, સૌથી શીરોમણી થાશે તુજ ઘર સુત્રજો ના.
આગ્ના માગી ઘેર આવ્યો હરખે ભર્યો, જુવે તો રિદ્ધ સિદ્ધ લક્ષ્મીનો નહી પારજો
ભગવતીએ ભવનો ભય ભાગ્યો ખરો, આઈ વિના નહી કોઈ દીન ઓધારજો ના.
દીનદીન ઓછવ કરવા લગ્યો અતી ઘણા, હોમહવનને બ્રહ્મણ ભોજન સારજો;
વાવ્યકુંપ દેવળઘાટ સરોવર તણા, માત કૃપાથી ખર્ચે દ્રવ્ય અપારજો;
સર્વ મંદિરના સામગ્રી થાળો ભરી, પુજારી નિત્ય લાવે છે પ્રસાદજો;
પુરાણી સાધુ આવે પોથી ધરી, ઉપમા કરતા શેઠની બહુ મરજાદજો. ના.
જુઓ જોગ માયાનો એ પ્રતાપછે, અનેક રંકો કીધા રાય સમાનજો;
ભાવથકી ભજશો તો અવીચળ આપશે, યદુરામદાસના સાહેબ માતસુજાણજો

ગરબી.

ઊંને મૈયા અરજ કરૂછુ તુમારી, દીન જાણી આશ પુરોને હમારી, ઊં.
મંગલકારી મહંમાયા સ્વરૂપ, નીરખી જેનું મન થાય તદરૂપ;
નેનાં દુખ ટળે તરે ભવકુંપ. ઊં. ૧

બુધે બહુ રૂપે બહુચળ બાળા, કર્મ અંક ઓપી કરે ઉજીઆળા;
ગરીબો નીવાજ માજી છો દયાળા. ઊ. ૨
ગુરૂવારે ગાયત્રી મા બીરાજી, દરશન કરતાં થાય મનરાજી;
જુવોરે જગત જતુની રક્ષાં ગોખે ગાજી. ઊ. ૩
સુકરવારે સુર અસુરે શેવી, કામનાઓ પુણ્ કરી માત દેવી;
સમોવડ કોઇ નહી તુજ જેવી. ઊ. ૪
શનીવારે શાસ્ત્ર સકળ સાખી, દૈત્યહણી સુરની લજ્યા રાખી;
જુઓ મારકંડ પુરાણે વાત ભાખી. ઊ. ૫
આદીતવારે આદ્ય ભવાની માતા, શેવક જાણી કરો હવે સુખસાતા;
માજી તમે જગત તણી છો જનેતા. ઊ. ૬
સોમે સુભદાયની છો મહંમાયા, દાસ જાણી શીર કરો કર છાયા;
દામોદરે માજી તણા ગુણ ગાયા. ઊ. ૭

## રાગ ધનાશ્રી.

રગુપતી નામ રૂદેમાં રહેજોરે. એ રાગ.

સખી સમરૂ પ્રથમ ગણરાયરે, લાગુ બ્રહ્મસુતાને પાયરે;
નીરમલ વાણી આપો મુને માય માજીના રંગ શુ હું રાસુરે, રેહેજો
રદય કમળમાં એ જાચુ. માજીના. ૧
સખી કરૂણાથી માત તમારીરે, ગુણ ગાવા મતી થઈ માહારીરે;
ગાવુ પંદર તીથીઓ સારી. માજીના. ૨
સખી પડવે પ્રગટ ભવાનીરે, કરૂણાવંતી માહા વરદાનીરે;
નવખંડમાં નહીં છાની. માજીના. ૩
સખી બીજે બાળા સ્વરૂપરે, નખ શીખ સોભાછે અનુપરે;
જેને આરાધે સુરીનર ભુપ. માજીના. ૪
સખી ત્રીજે ત્રીગુણ રૂપ ધારીરે, રચ્યો ખેલ માયા વિસ્તારીરે;
નકળાએ અકળ ગતી ન્યારી. માજીના. ૫

સખી ચોથે ચંચળ થઈ ચાલીરે, દુષ્ટ દાનવ દ્રષ્ટમાં ધાલીરે;
કાળરૂપ થયાં માહાકાળી. માજીના. ૬
સખી છઠે છબીલી બીરાજેરે, ગોખે ચડીને ગંભીર ગાજેરે;
સદા શેવકને શીર છાજે. માજીના. ૭
સખી સાતમે ઊનૈ ગઢમાંરે, મળી જોગણી ચોક ચાચરમાંરે;
ગાય ગીત રસાળાં આદરમાં. માજીના. ૮
સખી આઠમે આઠ સાહેલીરે, મધ્યે નવમી રહી અલબેલીરે;
રચ્યો ખેલ વળી રંગરેલી. માજીના. ૯
સખી નોમે નવ દુર્ગા આવીરે, એક એક આઠે અચલાલીરે;
રમે રાત દીવસ રસાળી. માજીના. ૧૦
સખી વિજયા દશમીના દીનરે, મહંમાયા થયાં છે મગનરે;
ચાલ્યાં પોત પોતાને ભોવંન. માજીના. ૧૧
સખી એકાદશ શકતરે, જેજેકાર કીધો છે જકતરે;
નવે નીધ આપીછે ભક્ત. માજીના. ૧૨
સખી બારશે બહુચર બાળીરે, રાખે પોતાના જન પ્રતીપાળીરે;
નીજદાશની આપદા ટાળી. માજીના. ૧૩
સખી તેરશે તુળજા માતારે, શેવો જક્ત તણી એ જાતારે;
ગુણ ગાતા રહો રંગ રાતા. માજીના. ૧૪
સખી ચૌદશ ચિત્તમાં આણીરે, શેવે સાચી તે શકતને જાણીરે;
તરે ભવસાગર તે પ્રાણી. માજીના. ૧૫
સખી પુનમ પુરણ પ્રતાપરે, નવખંડમાં જેની છે છાપરે;
ઊનૈગઢમાં બીરાજો છો આપ. માજીના. ૧૬
સખી પંદર તીથીઓ ગાય જેહરે, નર નારી ધરીને દેહરે;
નવનીધને પામે તેહ. માજીના. ૧૭
સકલેશ્વર વંદે પાયરે, સદા રહેજો મુને સાહાયરે;

એવું માગુછું ઊનૈમાય. માત્ર્જાના. ૧૮

## ગરબી.

ચાચર મોતીડે વધાવું, ઊનૈમાનો ચાચર મોતીડે વધાવું ટેક.
કુમકુમ કેશરે ચાચર પુજું, કુલડીયા વેરાવું. ઊ. ૧
લાજ તજીને હું તો સ્વાંગસજીને, નાચુંને મંગળ ગાવું. ઊ. ૨
દુષ્ટ દુરીજન જે કોઇ બોલે, તે મનમાં ન ધરાવું. ઊ. ૩
કહે દલસુખ દીન દામ વિનાનો, દેવીનો દાસ કેવાઊ. ઊ. ૪

## ગરબી.

માતની માતની માતનીરે, મારે મેહેર તો ઘણી છે ઊનૈમાતની;
સ્વરૂપ સોહાગી વારૂ વરણાગી, કાંન્તી ઝળકે ગૌર ગાતનીરે. મારે.
આરાસુરી આવ્યાં શકતી સર્વે લાવ્યાં, પ્રેમે પુજો નવરાતનીરે. મારે
મંડપરાજે ઘણે ગુણે ગાજે, છાજે સોભા શકત સાતનીરે. મારે.
ચદુરામ આઈ ગુણ કેહેવા સમર્થ કાંણ, અકળ કળાછે વેદવાતનીરે. મારે.

## રાગ ઉપરનો.

ગોખની શોભા સારી, ઊનૈ માના ગોખની શોભા સારી. ટેક.
શેવા કરે તેને માહાસુખ આપે, સાહ્ય કરે ત્રીપુરારી. ઊનૈ. ૧
સોનારૂપાનાં માને છત્ર બીરાજે, દીપક જોત અજવાળી. ઊનૈ. ૨
ખડગ ત્રીશુલ માને ગોખે ઘણેરા, રત્ન જડીત જળ ઝારી. ઊનૈ. ૩
શણુગાર પેર્યા માએ શોભે શોભીતા, નાકે વેશરવાળી. ઊનૈ. ૪
નીજજન વાણીકને માહાસુખ આપ્યું, ગાયો તે ચારી તમારી. ઊનૈ. ૫
ચૈત્ર માશમાં સંઘ ભરાય છે, કુન્ડમાં નાહાય છે નર નારી. ઊ. ૬
દાશ મોતી કહે મૈયા મારે, મોટી છે ઓથ તમારી. ઊ. ૭

## ગરબી.

મારૂ સોનાનું છે બેડુંરે એ રાગ.

સખી ઉનૈ ગઢને વાસરે ઊનૈ માત બીરાજે છે;

નીજ જનની પુરે આશરે ઊનૈ. ૧
માજી ગોખે ચડીને ગાજેરે. ઊનૈ. સદા શેવકને શીર છાજેરે. ઊ. ૨
બીરદાળી બીરદે ભરીયાંરે. ઊનૈ. દરદીના દુખડાં હરીયાંરે. ઊ. ૩
માને નૈયણે ભરી ભરી જોતાંરે ઊનૈ. સખી જનમમરણ ભયખોતાંરે ઉ ૪
સમર્યા તે કારજ સારરે. ઊનૈ. માજી અધમ કર્યા ઉધારરે. ઊ. ૫
સખી આધ સ્થાનક શીશ નમતાંરે. ઉ. માજી ટાળે ભવમાં ભમતાંરે. ૬
માના ઊના કુંડમાં નાહાયરે, ઊ. તેને કાશીનું ફળ થાયરે. ઊ. ૭
જપતપ યજ્ઞ આચરતાંરે. ઊ. જે ફલ થાય દેહને દમતાંરે. ઊ. ૮
ફરે ચાચર પુઠળ જંનરે. ઊ. ગાય ગરબો નીરમળ મંનરે. ઊ. ૯
તે ફળ પામે નરનારીરે. ઊ. જાવું ઊનૈને બલીહારીરે. ઊ. ૧૦
કરે નામ મુખ ઉચ્ચારરે ઊનૈ. તેનો સફળ હોય અવતારરે ઊનૈ. ૧૧
આણી મનમાં અતી ઊલ્લાશેરે ઊનૈ. માના ગુણ નીશદીન ગાશેરે ઊનૈ. ૧૨
તન મન ધન અર્પણ કરશે રે ઊનૈ, સેજે ભવસાગરમાં તરશેરે ઊનૈ. ૧૩
જે જે ઇચ્છાએ આરાધેરે ઊનૈ. ધરી ધ્યાનને સાધન સાધેરે ઊનૈ. ૧૪
તે તે ફળ પામે પ્રાણીરે ઊનૈ. એવી સમર્થ ઊનૈગઢ પટરાણીરે ઊનૈ. ૧૫
માટે ભાવ ધરીને ભજજોરે ઊનૈ તમે કામ ક્રોધ મન તજજોરે ઊનૈ. ૧૬
જો જન્મ સફળ કરી જાણોરે ઊનૈ રસનાએ રસ નીત માણોરે ઊનૈ. ૧૭
સાંકળેશ્વર વંદી ચરણેરે ઉનૈ કહે રાખજો મુજને શરણેરે ઊનૈ. ૧૮

## ગરબો રાગઉપરનો.

ગાઓ ગાઓરે એકચીત ગરબો માજીનો.
થાઓ થાઓરે સૌ શાવધાન, લ્યો રસ તાળીનો. ટેક.
માજી માજી રૂપ રસાળી, માજી કરે કૃપાય રે.
માજી કામ સરીખાં શોભે માજી કરે કરૂણાય. ગરબો ૧
માજી કજલબણી મા માજીનો કોકીલ નાદરે.
માજી ગરબે રમવા આવ્યાં, કરે સખીને સાદ ગરબો૨

જોગણીઓ જુગતાઇએ આવે, ધરી નાનાંવિધ રૂપરે.
માજી સાથે ખેલ કરેછે, સણગાર ધરીને ખુબ. ગરબો ૩
માજી કંઠે કુસુમ બીરાજે, નેત્ર બીરાજે કુંભરે.
માજીએ કાળ પમાડ્યા પૂર્વે, માર્યા સુંભ નિશુંભ ગરબો ૪
માજી ચંદ્ર લલાટે ધરીયો, માજીને કુંડળ કાનરે.
માજી કોટી કળાએ શોભે, માજી કંબુ સમાન. ગરબો ૫
રક્ત બીજને રણમાં રોળ્યો, માજી પોતે હાથરે.
માજી માજી કરી કરી મુવાં, માજી આવ્યાં સાથ ગરબો ૬
ચંડ મુંડને ચોળી નાંખ્યા. ચંચળ ગતમાં ચાલીરે.
ઊને માતા કાંઇ નવ જાણે, માજી વેશે બાળી. ગરબો ૭
માજીનો અદભુત વેશ બીરાજે, જાણે ઝાઝે રંગરે.
માજી કેરા કમળ વદનમાં, બીડલીરાને રંગ ગરબો. ૮
માજી કેડે ઘુઘરડા ઘમકે, કટી મેખળા શણગારરે.
માજી પાએ ઝાંઝરીઆ ઝળકે. વીછુવાનો ઝમકાર. ગરબો. ૯
ચુડી કંકટ ચળકે ચંચળ, ચરણે ચાલે માતરે.
ફુદડીઓ પેર પેર ફરલાં, હંઓડા લેછે હાથ. ગરબો ૧૦
માજીના સેવક સર્વે કરે તે જયજય કારરે
માજી માજી મુખ બોલે, માજી કરશે સાહાય ગરબો ૧૧
માજી ગારણુ કોણ વર્ણવે. માજીનાં કર્મ અપારરે.
બ્રહ્મા વિશ્નુ રૂદ્ર સરીખા, તેનવ પામ્યા પાર ગરબો ૧૨
ખેલ કરીને માજી હરખ્યાં, પોતાના મનની હામરે.
માજી માજી મુખ બોલો પુરે મનોરથ કામ ગરબો ૧૩
માજી કેરૂ ભજન કરવા, મનમાં મોટા કોડરે.
ઊને માતા કૃપા કરો, શીવશંકર કહે કરજોડ. ગરબો ૧૪

## ગરબો.

રંગતાળી રંગતાળીરે રંગમાં રંગતાળી, માહે અત્રી ખત્રીશ જાળીરે રંગમાં ૧
માથે કનકનો ગરબો કીધોરે રંગ માથે રત્નનો દીવડો લીધોરે રંગમાં. ૨
માની ઓઢણી કસુંબા ચોળરે રંગ. મા ફરે કંકુડા ઘોળેરે. રંગમાં. ૩
માંહે નાના નેવીગની ભાતરે રંગ ભટ વલ્લભને જોયાની ઘણી ખાંતરે. ૪

ગરબો—મોહોલે પધારો મહારાજ માણીગર મોહોલે પધારો. એરાગ.
આવો આવોને ઊને માય મયા મુજઘેર આવો.
હુંતો લાગુ તમારે પાય, મૈયા મુજઘેર આવો,
તમે ઊને ગડનાં રખવાળ મૈયા. માજી કીજે સેવકની સાર. મૈયા.

## સાખી.

કારતક માસે કરૂણા કરી, મા આવો મુજ ઘેર.
દાસની વિનતી દીલ ધરી, અંમાયા કરોની મેહેર. મૈયા. ૧
માગસર મન માહરૂં મા મળવા અકળાય.
જેમ ચકોર ચંદને, જોવા આકાશ માંહી જાય. મૈયા. ૨
પોશે પ્રાણ થકી કહુ, માજી માનો સત્ય.
હું શેવક વણ દામનો, માજી રાખો મારી પત્ય. મયા. ૩
માહા મહીને તમો માવડી, હું છુ તમારો બાળ
આપ કૃપા જો નહીં કરો, મારી કોણ લેશે સંભાળ. મૈયા. ૪
ફાગણ માસ ફુલ્યો ઘણો, સૌ ઉડાવેજ રંગ.
મારૂ મન જઈ ત્યાં ઠરે, જ્યાં શોભેછે યંત્રને સંઘ. મૈયા. ૫
ચૈતર ચાંધર સોહામણો, મુને જોયાની ખાંત.
ચાલો ઉનઇ દરસન કરીએ ભાગીએ મનની ભ્રાંત મૈયા. ૬
વૈશાખે વારી જાઉ નામનો અદ્ધમ ઉદ્ધારણ હાર.
ભકતી સુધારસ ભકતને, તેતો પરમેશ્વરી પાનાર મૈયા. ૭
જેઠે જાતાં જકતનાં, ભક્ત તણાં પ્રતીપાળ,

દાતા ભક્તી મુક્તીના મૈયા કંટકના માહાકાળ. મૈયા. ૮
અસાડે આનંદથી આવું હું દેવી દરબાર
જાણી દાસ પોતા તણો, મુને આપોને દેદાર મૈયા. ૯
શ્રાવણ માસે સ્તુતી કરૂં, જોડીને બે હાથ.
તમોછો ત્રીભુવનપતિ, માજી અનાથની તું નાથ મયા. ૧૦
ભાદરવે ભય કાપીએ, જાણી પોતાનો દાસ.
છોરૂ છેહ નવ દીજીયે; મુને આપો અવીચળ વાસ. મૈયા. ૧૧
આસોએ અરજી એટલી, કૃપાળી ધરજો કાન.
થોડામાં માનો ધણી માજી છો મારાં હૃદયનાં જાણ મૈયા. ૧૨
અધીકે અધીકુ શું કહું, જાણોછો સઘળી વાત.
આપ વિના મારે કોઇ નથી, તમે માત તાતને ભ્રાત. મૈયા. ૧૩
દલસુખ માત કૃપા થકી, ગાયા તેરે માસ
રહુછું વીરમગામમાં, ત્રણ પોળની પાસ. મૈયા. ૧૪

## રાગ ઉપરનો ગરબી.

પાર ઉતારો ભવ પાર ઉનૈ મૈયા પાર ઉતારો.
ઉનૈ ગઢની હો માય ઉનૈ મૈયા પાર ઉતારો. ટેક

### સાખી

શ્રી ગણપતિને વિનવું સરસ્વતી લાગુ પાય.
દ્વાદશ માસ ભાવે ભણું, જેથી મનના મનોરથ થાય ઉનૈ મૈયા ૧
ભાદરવે અંબા થકી, અમો આવ્યાં અમારે ઘેર
સગુ સહોદર સૌ મળ્યું તે તો તુજ વિના સૌ ઝેર ઉનૈ. ૨
આસો માસ દીવાળડી, લોક કરે સૌ રંગ.
તુજ વિના તે માહરે, માહારા રંગ થયા સૌભંગ. ઉનૈ. ૩
કારતકે કયાં જઇ શોધીએ, જે જનની જોયાં આપ.

તેથી તો જુદાં પડયાં, મારાં મળ્યાં પુરવનાં પાપ. ઉને. ૪
માગશરે મન માહેરૂં, કરતું ઘણું વિચાર.
પાપ પૂર્વનાં બાળશે મે એ નિશ્ચે જાણ્યું આવાર ઉને. ૫
પોશે મળવા માતને, તલશે મારૂ મન
ઉને ગઢની સુંદરી તારી કૃપાને ધન ધંન ઉને. ૬
માઘે તો મન ઓચરે, ઊનૈ ઊનૈ વાણુ;
જે જેને ઉચરી નહી, તેને મોટી થઇ છે હાણુ. ઊનૈ. ૭
ફાગણુ લોક આનંદમાં, કરતા બહુ ઉપહાસ્ય;
માજી મેહેર કરો તમે, તારા દરશનની મોટી આશ. ઊનૈ. ૮
ચઈતર મારો ચીતડા વિષે, જાવું માજીને દ્વાર;
એ વિચાર કરી હુ નીસર્યો, મારા ચરણુ ન ચાલે લગાર. ઊનૈ. ૯
વૈસાકે સું વરણુવુ. તારૂં રૂપ કળ્યું નવ જાય;
ઊનૈ ગડની ઇશ્વરી, મારા મનમાં વિમાસણુ થાય. ઊનૈ. ૧૦
જેઠે જોઉ વાટડી, ગણુતી દીનપર દીન;
દીવસતો વર્ષ તુલ્ય થયો, તેથી મન શ્રયું ઘણુ ખીન. ઊનૈ. ૧૧
અસાડે હેલી કરી, મારૂં મનડુ ભરાઇ જાય;
મૈયાને આંખે નીરખીશું, ત્યારે નીશ્ચય એવ લુ થાય. ઊનૈ. ૧૨
શ્રાવણે ફરી જઇ મળ્યો, પોહેંચી માહારી આશ;
દંડ પ્રણામે હું નમ્યો, માએ મુજને કહ્યું સાબાશ. ઊનૈ ૧૩
ગાય શીખે ને સાંભળે, બાળક નર ને વળી નાર;
જયજયકાર માજી તણો, સાથે બોલોને એકવાર. ઊનૈ. ૧૪
માગીએ મનથી એટલું, તમે પુરો મનની આશ;
વરસો વરસ ચઈતર વિષે, તમે તેડો તમારો પાશ. ઊનૈ. ૧૫

ગરબી.

છોડીશમાંરે છોડીશમાં, માહારી માજીના નામનેરે;

મનડા તુ માહારા છોડીશમાં. ટેક.
શકતીના ભકતની શંગે તુ રેહેજે, દુરજનની શંગ દોડીશમાં. મારી.૧
પરદારા પરધન પરનીંધા, એ ત્રણેમાં નેણુ જોડીશમાં. મારી. ૨
ભગવતી બ્રાહ્મણ એક સમજજે, વિપ્રને કદીએ વખોડીશમાં. મારી. ૩
નાસ્તીકજન સાથે વાદ ન કરતો, દુષ્ટ સંગાથે શિર ફોડીશમાં. મારી.૪
દલસુખ દીલ કહેછે નીજ દીલને, અવર ઠેકાણે ચીત ચોડીશમાં. મારી.૫

## ગરબો ( કાળીકાનો. )

પુજુ ગણપતીના પાય, પુજુ અંબીકાની પાવડીરે લોલ;
સેવું સલખન પુરી માત, દયા કરજો મુજ માવડીરે લોલ. ૧
ચતુર દેશ ચાંપાનેર, વસે કરૂણા નીધી કાળીકારે લોલ;
કીધો તરણાનો મેર, બધુ ગુણ નીધી બાળીકારે લોલ. ૨
સોવરાવી બધી સૃષ્ટ, પવન પાણીમાં પેદા કર્યારે લોલ;
કીધો વૃષાનો વૃષ્ટ, ધન ધ્યાન ધરણી ધર્યારે લોલ. ૩
નદી પર્વતને પાહાડ, મહી મંડળને માનવીરે લોલ.
જેવાં જ્યોતીનાં ઝાડ, દેવરૂપીને મા દાનવીરે લોલ ૪
પાવાગડનો પરતાપ, વિંધ જાણી વાસો વસ્યાંરે લોલ
આદ્ય શક્તી તો અનોપ, ધર્મ લોકથી આવી ધર ત્યાંરે લોલ. ૫
પતઇ રાવળ પ્રચંડ. ધર્મરાજ કરે તે ધણીરે લોલ;
જેના દેશમાં નહી દંડ, કૃપા કાળીકાની છે ઘણીરે લોલ. ૬
નવ રાત્રી કરી રાત્ર, રમે ચોસટ જોગણીરે લોલ;
માએ વીચાર્યું છે મન, ભોગ જોવાને મા ભોગણીરે લોલ. ૭
મંગળ માનુની ગાય, ગરબે રમે સૌ ગામનીરે લોલ;
ચૈકાર ચૈકાર થાય, નારાયણીના નામનીરે લોલ. ૮
સજયા સોળ શણુગાર, ચરણા ચોળીને મા ચુંદડીરે લોલ;
કંઠે મુકતાફળના હાર, ફેર ફરે છે મા ફુંદડીરે લોલ. ૯

તેમાં કાળીકાજી માત, ગરબે રમવાને આવીયાંરે લોલ;
વાણી વેદમાં વિખ્યાત, રૂપ લક્ષ રવી લાવીયાંરે લોલ. ૧૦
જાણે કોટી ઉગ્યા ભાણ, કળા શોભેથી શામનીરે લોલ.
મુખે શાં કરૂં વખાણ, ભજો માત એવી ભામનીરે લોલ. ૧૧
થયું પતાઇને જાણ, રૂપ જોવાને મા કારણેરે લોલ;
વાગ્યાં મોહનાં તે બાણ, ધીરજ નવ રહી ધારણીરે લોલ; ૧૨
આવ્યાં ઉમીઆને ઇશ, કાળીકા જોવાને કારણેરે લોલ;
કમળાને જુગદીસ, વિશ્નુ જાય માને વારણેરે લોલ. ૧૩
લહે બ્રહ્મા ન ભેદ, નારદ નાચેછે નૃત્યમાંરે લોલ;
વાણી વખાણે છે વેદ, સુણો સનકાદીક કૃત્યમાંરે લોલ. ૧૪
દેવ તેત્રીશ ક્રોડ, ઇંદ્ર ઉતારેછે આરતીરે લોલ.
કૃષ્ણ રહ્યા કરજોડ ભાવ દેખાડે છે ભાવથીરે લોલ. ૧૫
માહા પુજા મધ્ય રાત્ર, મંદીર આવ્યાં સૌ માનવીરે લોલ;
તેમાં કાળકાજી માત, સુરલોક કેરી સ્યામનીરે લોલ. ૧૬
પતાઈ રાવળનું પાપ, કામીએ લીધોછે કેડલોરે લોલ;
અંબા એકલાં છે આપ, ઝાલ્યો છળ કરીને છેડલોરે લોલ. ૧૭
માજી થયાં છે પ્રસન્ન માગ્ય માગ્ય મુખથી કહ્યુંરે લોલ,
દેવીએ દીધું દરશન, લક્ષણ હીણે નવ લહ્યુંરે લોલ. ૧૮
બોલ્યો પતાઇ ત્યાં પેર, મંદીર આવોજી માહરેરે લોલ;
ચાલો આવો આપણે ઘેર, વશ્ય વરતીશું તાહરેરે લોલ. ૧૯
શકતીએ દીધો ત્યાં શ્રાપ, મુર્ખ મેલ છેડો માહરોરે લોલ;
પાંચે પ્રગટયાં તારાં પાપ, પ્રાણ જાતો જાશે તાહરોરે લોલ ૨૦
કર્યો કાળીકાએ કોપ, વૈભવ તાહારો સર્વે વહ્યોરે લોલ;
આપ થયાં અલોપ, ઝબ મારીને રાજા રહ્યોરે લોલ. ૨૧
સુબો સાહેબ મુલતાન, ચાર લક્ષે ઘોડે ચડયોરે લોલ;

ઉતારવા મહીપતીનાં માન, આવી પાવેગડ અડયોરે લોલ. ૨૨
અદકી કીધી છે આંચ, સુલતાન સેર સાધીઓરે લોલ;
પુરાં વર્ષ થયાં પાંચ, વઢતાં તે વેર વાધીઓરે લોલ. ૨૩
ખુટયાં નવાણુંનાં નીર, અન થયાં છે અલોપમાંરે લોલ;
ધારણુ નવ રહી ધીર, ડુબ્યા કાળીકાના કાપમાંરે લોલ. ૨૪
સાઈઓ સાળો સરદાર, તેને છળ કર્યો છે છેરડોરે લોલ.
જઈ કર્યો ઝવાર, બુધહીણ થયો બેરડોરે લોલ. ૨૫
પ્રીત પાદશાહ સુકીધુ, વેર કીધું વિરોકમાંરે લોલ;
પતી રાવળની રીદ્ધ, જઈ આપુ ઘડી એકમાંરે લોલ. ૨૬
મારગ ચાલો મારી સાથ, વેશ જાણેછે ડંડીઓરે લોલ.
કોલ દીધો છે હાથ લશ્કર ચડાવ્યું લંડીઓરે લોલ. ૨૭
રૂદે સંગાથે છે રીશ મુખ વચન ભાખીઆંરે લોલ.
મોતી મણુ દશ વીશ, ભુંડે ભચડાવી નાંખીઆંરે લોલ. ૨૮
નવસેં નવાણું તેની નાર, રૂડી રત્નાવળ સણીઓરે લોલ.
મારી નાંખી છે દરબાર,જોબનવંતી તે નવ જાણીઓરે લોલ.૨૯
પીછો પતાઈ ત્યાં પેર, કોપ કાળીકાનો જાણીયોરે લોલ
વેરી આવ્યો છે ઘેર, પરવશ્ય પડયો છે પ્રાણીઓરે લોલ. ૩૦
પુત્ર પાટવી છે પાંચ, રાજ બીજ રણ રોળીયારે લોલ,
બીજા પુત્રતો અનેક, ચાંચડવત કરીને ચોળીયારે લોલ. ૩૧
દેહવટ કીધો દરબાર, હસ્તી ઘોડા સર્વ લુટીઆરે લોલ;
ભારે ભુપત્ય ભંડાર, સર્વ ખજાના તે ખુટીયારે લોલ. ૩૨
ગયો શક્તીને શર્ણ, પાવાગડ કેરો રાજીઓરે લોલ;
કઠણ સંભળાવ્યું છે કર્ણ, મુરખ મનમાં ન લાજીયોરે લોલ. ૩૩
મતી થઈ છે મારી મુઢ, મેંતો ઓળખ્યાં નહી નામમાંરે લોલ;

તાહારાં પ્રાક્રમ પ્રૌઢ, પુરે મન કેરી કામનારે લોલ. ૩૪
માએ આપ્યું છે વરદાન, અનામે કરીને સ્થાપીઓરે લોલ;
આવે વૈકુંઠ વૈમાન, સુખ સાગરને આપીયોરે લોલ ૩૫
થયો સુરો સરદાર, નરપતી તેને તો નડીયોરે લોલ;
સામત શોળ હજાર, પૃથ્વી પાડીને પોતે પડયારે લોલ. ૩૬
પડી પતાઇની હાર, કાંઈ ઝમર [illegible]રે લોલ;
સામત સોળ હજાર, સુદ્ધ મારી નાંખ્યાં માવડીરે લોલ. ૩૭

ઉત્પત્તી કાળીકાની ગાય, જે કોઇ શીખેને મા સાંભળેરે લોલ,
કરે નારાયણી સાહ્ય, સુખ સંપત આવી મળેરે લોલ. ૩૮
ઘણી લક્ષ્મી ઘર સુત્ર, કરે કામ સુભ કારણાંરે લોલ.
વાંઝીઆને આપે પુત્ર, પ્રીતે બંધાવે પારણાંરે લોલ. ૩૯
મુઢ કવિતા થાય નીઢ, પામે રંક રાજીઓરે લોલ;
ભાવટ ભવ તણી જે જાય. પુનઃ સર્ગમાં ગાજીયારે લોલ. ૪૦
બેહેરાં સાંભળે કર્ણ. મરતાં જીવે તે માંદલારે લોલ;
ચાલે ખોડાં તે ચર્ણ, આંખે દેખે તે આંધળારે લોલ. ૪૧
રોગીઆના ટાળે રોગ, સુખ સાગરની સાલકારે લોલ;
પામે ભાવતા મન ભોગ, કીપા કરે માત કાળીકારે લોલ.
શામળભટ શ્રીગોડ, પીતા પરસોતમજી તણારે લોલ;
ગરબો ગાવે કરજોડ, જશ મહીમા માતો ઘણારે લોલ. ૪૩

## ગરબો.

## (અંબાજીનો.)

જે કોઇ અંબીકા માતને આરાધશેરે લોલ,
તેના પુત્ર પરિવાર જશ વાધશેરે લોલ. ૧
અંબા સુખ આપ તે સંસારનુંરે લોલ,
અંબા દુઃખ ટાળે તે અવતારનુંરે લોલ. ૨
માહારી અંબામાનાં લોચન સોહામણાંરે લોલ,
માને પુજીએ ને નીત લયે ભામણાંરે લોલ. ૩
માને કોટે સુવર્ણકોટી જળહળેરે લોલ,

માને ઘૃતકપુરના દીવા બળેરે લોલ. ૪
એવી ફુટડી નથી નવ ખંડમાંરે લોલ,
માતા જાગતીતે ચૌદ ભુવનમાંરે લોલ. ૫
અંબા ગરબો ગાવાને પોતે નીશર્યાંરે લોલ,
ત્યારે જન્મો જન્મનાં દુઃખ વીસર્યાંરે લોલ. ૬
ત્રીપુરા સુંદરીને કાળીકા ત્યાં આવીઆંરે લોલ.
તેમણે અંબાજીને મોતીડે વધાવીઆંરે લોલ. ૭
આવ્યાં ઊર વશી મોનના પીતાંબરારે લોલ,
સાથે આવ્યાં છે ઇંદ્ર કેરી અપ્સરારે લોલ. ૮
મહાલક્ષ્મીને માના ભૂવનેશ્વરીરે લોલ,
સાથે ઉમીયા સતીને કામની રતીરે લોલ. ૯
આવ્યાં ચંડીકાને ચોસઠ જોગણીરે લોલ.
તેતો કંદ્રપકળા કેરી ભોગણીરે લોલ. ૧૦
સાથે કુમ કુમ કેશર તણી થાળી ભરીરે લોલ.
આવ્યાં સીતા રાધીકાને સરસ્વતીરે લોલ. ૧૧
આવ્યાં બહુચરા તુળજાને તોતળારે લોલ.
કેશ છુટાને ફુલે ભર્યા ચોટલારે લોલ. ૧૨
સર્વે માતાજીને ચાચરે આવીયાંરે લોલ,
પુષ્પ મોતીડે ને ચોખલે વધાવીયાંરે લોલ. ૧૩
હાથમાં પ્યાલા ભર્યા તે મધુપાનનારે લોલ.
લોચન ફેરવેને ચાળા કરે તાનનારે લોલ. ૧૪
કીધા સાળે શણગાર અતી શોભતારે લોલ,
આવ્યા દેવતા તે ફુલડે વધાવતારે લોલ. ૧૫
હાથમાં ફુલના દડાને માંહોમાં રમેરે લોલ,
ગરબો ગાવા માંડ્યો તે માતને ગમેરે લોલ. ૧૬
મતવાળી થઈને ફરે ફુદડીરે લોલ,
નંદા નારંગીની ઓઢી માથે ચુંદડીરે લોલ. ૧૭
શોભા દીશે ઇશાન કેરી વીજળીરે લોલ,
દીસે દીવાળી તે રાત્ર અતી ઉજળીરે લોલ. ૧૮

પાંન ચાવેને મોહોમાં છાંટી ભરેરે લોલ
થાકી બેશીને તે તણાં મીઠાં કરેરે લોલ. ૧૯
તાળી પાડીને હાથે હશે ડાંડીઆરે લોલ,
એવા નવા નવા ખેલ માએ માંડીઆરે લોલ ૨૦

તાળી પાડીને અંગ મોડે ઘણુંરે લોલ,
શોભે આંગણું અતીષે અંબાતણુંરે લોલ. ૨૧
ડપકે વાગે છે વાંછત્રા પાગનારે લોલ,
છંદ વાગે તે છત્રીશ રાગનારે લોલ. ૨૨
દીવા પુર્યા તે ઘૃતને કપુરનારે લોલ,
ગર્વ ઉતાર્યા અંબાએ અસુરનારે લોલ. ૨૩
ગળે બાંવડી ઘાલીને લટકો કરેરે લોલ,
અંગ ફેરવીને મા ફુદડી ફરેરે લોલ. ૨૪
કેશર કસ્તુરી બરાસ કેરાં છાંટણાંરે લોલ,
વેણ છુટીને કંઠે ઘરેણાં ઘણાંરે લોલ. ૨૫

સર્વે ઘાલ્યા ચંપક કેરા હારડારે લોલ,
વચ્ચે વાવ્યા કેશર કેરા ક્યારડારે લોલ ૨૬
અંબાનો કર જાણે કમળની પાંખડીરે લોલ,
ઘણી ઘેરી છે રાતી માની આંખડીરે લોલ. ૨૭
ગરબો જોવા આવ્યા મહાદેવજીરે લોલ,
ગંગા જોવા આવ્યાં કાશી થકી રે લોલ. ૨૮
સ્વર્ગ મુકીને ઇંદ્ર આવ્યા ખારારે લોલ,
ઇઠયાશીસહસ્ત્ર રૂશીશ્વર આવી મળ્યારે લોલ. ૨૯
વિશ્નુ વૈકુંઠ તજીને જોવા આવીઆરે લોલ,
માણેક મોતી લેઈ માજીને વધાવીઆંરે લોલ. ૩૦
જોવા આવી પાતાળ કેરી નાગણીરે લોલ,
તે તો ફુટડીને રૂપ વરણાગણીરે લોલ. ૩૧
બારે સુર્ય આવ્યા તે રાંદલ સાથ સુરે લોલ,
ચંદ્રમા આવ્યા તે રોહણી નારશુરે લોલ ૩૨
બારે મેઘ આવ્યા તે અમી વર્સતારે લોલ,

સર્વ લોક જોવાને મન તરસતારે લોલ. ૩૩
બ્રહ્મા આવ્યા તે વેદ ચાર લેઈનેરે લોલ;
સર્વ વધાવે તે પુષ્પ ઊભા રહીનેરે લોલ. ૩૪
કામધેનુ આવીને ચમરી કરેરે લોલ,
છત્ર હેમનાં લાવીને શીરપર ધરેરે લોલ. ૩૫
ગરબો ગાતાં વિશ્વનાથ સહેજે મળેરે લોલ;
માને પુજીએ તો વેરી સઘળા ટળેરે લોલ. ૩૬
દેવી સર્વે મળીને વર આપીઓરે લોલ;
રૂપી દેવને પોતાનો કરી સ્થાપીઓરે લોલ. ૩૭
જે કો આદ્ય માતાથી અળગો રહોરે લોલ;
તે જન સંસારમાં વાહ્યો ગયોરે લોલ. ૩૮
જે કો ભવાનીના જનને છેડશેરે લોલ.
તેના માથે મા હુતાસન રેડશેરે લોલ. ૩૯
માતા જાગતી તે આજ કળીકાલમાં રે લોલ
શેવક પીડાવા જાણીને આ સંસારમાં રે લોલ. ૪૦
માને ઉપાસે તે ઉપર આવી અમી ઝરે રે લોલ,
માને ન જાણી તે મસાણી પેઠે મરે રે લોલ. ૪૧
માનુ નાકનું અણીયું નમે નહી રે લોલ,
માને વાહન સોભતો સિંહ સહી રે લોલ. ૪૨
માની ભૃગુટી રહીછે અભીમાનમાં રે લોલ,
સુર્ય ચંદ્રમા અગાટા કીધા કાનમાં રે લોલ. ૪૩
તેતો નાથને આવેછે નીત્ય ધ્યાનમાં રે લોલ,
માજી સર્વની પુરેછે મન કામના રે લોલ. ૪૪
રૂવે રૂવે વ્યાપી રહી વિશ્વનાથને રે લોલ,
દાસ પોતાનો જાણી લ્યો હાથમાં રે લોલ. ૪૫
વિશ્વનાથને માથે છે તું જાગતી રે લોલ,
શત્રુ માહારા સ્મશાનમાં ખોળ્યા જતી રે લોલ. ૪૬
મા આરાધેથી જમજાચના નહી રે લોલ,
તે તો મુક્તી પાસે છે જીવતો સહી રે લોલ. ૪૭

જે કોઇ શેવશે માજીના ચર્ણને રે લોલ,
તે તો જીતશે જન્મ જરા મર્ણને રે લોલ.
માનો ગરબો ગાય ને જે કોઇ સાંભળે રે લોલ, ૪૮
સુખ સંપત પામે ને અંબાજી મળેરે રે લોલ.
અષ્ટ સીદ્ધ નવનિધી ઘરમાં વસે રે લોલ, ૪૯
રોગ વ્યાધી દારીદ્ર ત્યાંથી ખસે રે લોલ.
રીદ્ધી આપે કુબેરથી અતી ઘણી રે લોલ. ૫૦
સુખી પામે સ્વર્ગના થકી ઘણી રે લોલ.
બેઉ કરજોડીને નાથને વીનવે રે લોલ, ૫૧
હુંતો માગુછું જે માજી રેહેજ્યો રદે રે લોલ.
બાળક જાણી દયા કરો શર્ણની રે લોલ, ૫૨
રજ મુસ્તકે ચડાવું તારા સર્ણની રે લોલ.

## રાગ લાવણી

કારતક માસે માત કાળીકા, પાવેઘડપર બીરાજતી.
કૃષ્ણ સ્વરૂપે કાળી કહીએ, મધુરસ મોરલી બજાવતી. ૧
માગશર માસે માત બહુચરા, નવખંડ જુગમે તુ વ્યાપી;
દેશ દેશમે ગોખ બનાયા, મોરછાપ તેરી લાગી. ૨
પોસ માસ પારવતી કહીએ, શંકરપર છાયા ધરતી
વૃષભ વાહની સદા કલ્યાણી, શીરપર ગંગા બીરાજતી. ૩
માહા મહીને મહામાયા કહીએ, માયા જગતમાં તું વ્યાપી;
નવ દીન નવરાતર ખેલે, મોહોર છાપ તેરી લાગી. ૪
ફાગન માસે ફગવા ખેલે, બરબર જોળી ગુલાલકી.
ચુવા ચદન અંર અરગજા, ભરલે મટકી કેશરકી. ૫
ચૈતર માસે માત ચંડીકા, ચામુંડા નામ ધરાવતી;
ચંડમુંડકો મારચલી મા, ચોસઠ ખપર ધરાવતી. ૬
વૈશાક માસે માત સિંધવા, હાથ લીયા મધુકા પ્યાલા,
સબ દૈતનકો મારચલીમા, કીયા દેવકા રખવાળા. ૭
જેઠ માસે જુગતંબે કહીએ, જે જનેતા જુગતકી,

ગરીબ ગરબા યાદ કરતા, વારે ચઢજો ભક્તનકી. ૮
અસાડ માસે આદ્ય ઇશ્વરી, આરાસુરમાં બીરાજતી;
દેશ દેશકા શંઘજ આવે, શીરપર છત્ર ધરાવતી. ૯
શ્રાવણ માસે માત સિંધવાઇ, સનખલપુર આયે બેઠી;
ધન્ય ભાગ્ય ભકતનકા કહીએ, બહુચર માત નજરે નરખી. ૧૦
ભાદરવે મા ભદ્રકાળીકા, અંબા કરેલા દુલભસે.
ખીર ખાંડ ઓર ગરક જલેબી, નીવેદ કરેલા જુગતીસે. ૧૧
આસો માસે આઇ દસેરા, આધા જુગમે તેરા;
કાલી રાતના સાધન કરેલા, દીવાલીકા દીન થોગ્ય. ૧૨
પુરન માસ પુરશોતમ કહીએ, સંત ઉદરસે હે ગ્યાની;
સનમુખ હોકર વલ્લભ બોલે, બહુચરમાત નજરે ભાગી. ૧૩

## રાગ ભૈરવ.

આજ પ્રાત પ્રભાત માત મુખ નીરખી સખી મનમાહે,
આળશ ભરી આંખ રાતી, મહા મનોહર મદમાતી;
છબી છબીલી સોહાતી, સમમર નહી કચાંહે. આજ૦ ૧
શીશ નખ સોહે શ્રંગાર, કૌસ્તુભમણી કંઠહાર,
અદ્દભૂત ઓપે અપાર તદવત થઇ ત્યાંહે ઉનાઇ માતુ દાતાર;
શ્રામણ બીબે ઓઢાર, દેવી એનું દયો દેદાર, વલ્લભને કાં વાહે આજ ૨

## રાગ ભૈરવ.

આજ નીશા પ્રીય લાગી, સોહાગી સોરંગભરી;
ઉનાઇમાતની છબી નીરખી જુઓ જાગી, આજ નીશા. ૧
શીવ શકિત શેવ્યાં નહી જે જન, તે જન હુવા અભાગી;
જકતજનુનીની કૃપા અઇતિજ,સબથી ભએ સોહાગી, આજ નીશા.૨
કાલ રાત્રી માહામોહ દારૂણા પુર્ણીમા અતી અનુરાગી;
ચરણાવંદન કરી વદુરામે, ભકતી અવીચલ માગી, આજ નીશા.૩

## રાગ ભૈરવ.

ઉનાઇ માત ભજે ભવની ભીડ ભાગે,

ઇંદ્રઈશ વિશ્નુ અજે જે ઉગાર્યાઆગે, ઉનઈ માત. ૧
નર નારી વિચારી પ્રેમે પાએ લાગે;
સકલ રસૃષ્ઠી આપે સારી ઘોર નીશાન વાગે, ઉનઈ માત. ૨
આદ્ય અંત અમર કરે, ચરણે ચીત લાગે,
અધમ બુદ્ધથી ઉદ્ધરે, દુખ દરિદ્ર ત્યાગે, ઉનઈ માત. ૩
કૃપા સીંધુ કૃપા કીજે ઇશ્વરી અનાજે,
ભટ વલ્લભને ભકતી દીજે એ ભવોભવ માગે, ઉનઈ માત. ૪

## પ્રભાત રાગ રામકલી.

આજ તો સ્વપ્નામાં ઉનઈએ દરશન આપ્યું,
દુરબળ જાણીને મારૂ દરિદ્ર કાપ્યું. ટેક.
ચાચરમાં ચાલ્યાંરે, કરમાં કંકુડાં ઘોળી,
મંગળ ગાયછે સર્વ શકિતઓની ટોળી. આજતો. ૧
જસોદાજીના ચાંલ્લાં ઉપર ચાંલ્લારે કીધા,
આપે દ્વાર ઊઘાડીને માએ દેદાર દીધા, આજતો. ૨
ક્ષણુમાં આંગી ને ક્ષણુમાં તેજ અપાર,
અંગ આભુષણુ ઓપતાં કંઠે મોતીનાહાર, આજતો. ૩
મુસ્તકે મુગટ ને કાને કલા ફુલ કેશરની આડ,
શશી સુરજ જેવો ચાંદલીઓ ચોઢયો લલાટ, આજતો. ૪
જગમગ જોતી નાકે મોતી કસુંબી સાડી,
શોભા નીરખી દાશ યદુરામ જાએ બલીહારી, આજતો. ૫

## રાગ પ્રભાત.

કોઈ જઈ કહો મારી માતને દાસને દુઃખ ઝાઝુ,
હથવાળી હાવાં શું જુઓ રાખો શરીરને સાજુ, કોઈ. ૧
મેહેર કરોને મતબાલીમા, દુષ્ટ વ્યાધીને હરજો.
કોટી અપરાધ ક્ષમા કરી, મુસ્તકે કર ધરજો, કોઈ. ૨
મહીખાસુરને મારીયો, ચંડમુંડને ચોળ્યો;
ધુમ્રલોચનને ખોળીઓ, રકતબીજને રોળ્યો, કોઈ. ૩
હાથ અગન રે ઉડે ઘણી, પેટમાં પીડા ભારી;

દીન જાણીને દયા કરો, સુણો અરજ હમારી, કોઇ. ૪
જેવો તેવો છું તાહરો, માટે લ્યોને ઊગારી;
દાશ મોતીની રે વીનતી સુણજો માતા મારી, કોઇ. ૫

## રાગ પીલું.

ઓ માજીરે અકળકળા ન કળાણી. માતુ ઊંનેની પટરાણી:
તુજ સમાનરે ભુતળ અવર નજાણી. સાંભળમાજી અમારીવાણી. ઝુલ.
દે દરશન દુખ પળાયેરે, નીરખતાં ભવભય જાયરે.
મુખજોતાં માહાસુખ થાયરે ત્રિપુરાયરે ત્રીગુણવેદ વખાણી. માતુ.
ઉર ધરજોરે ઊનઇ વિનતીમારી, હું માગુ કરૂણા તારી
તેં માયારે ત્રીભુવનમાં વિસ્તારી, સચરાચર ત્રીગુણધારી. ઝુલ.
આઈ આવ્યાં વિઘ્ન નીવારોરે, બગડેલાં કાર્ય સુધારોરે
બુડતો બેડો તારોરે ઊગારોરે ઊંને આનંદઆણી. માતુ.
સુણ શ્યામારે સુખમાગેછે સૃષ્ટી, તું કરને કૃપ દ્રષ્ટી.
અખંડીતરે થાયે અમૃતવૃષ્ટી, ભક્તોની ભાગો કષ્ટી. ઝુલ.
તે કીધો પંડીત કાળીરે, પરમેશ્વરી પરમ કૃપાળીરે.
પાવન કરતુ ખપ્પરવાળી માજીરે આપો નીરમળવાણી. માતુ.
સ્વેતાચળરે નીવાસ ભોળીબાળ માજી આવ્યાં ચોકચુંવાળ.
દરિદ્રનારે દુઃખ હર્યાં તતકાળ સુખીઓ કીધો સંસાર. ઝુલ.
માને કુન્ડ જે કોઇ નાહાયરે, અડસટ તીરથ ફળ થાયરે
જમકીંકરનો ભય જાયરે, ગુણ ગાયરે ગીરધર જોડીપાણી. ઝુલ

## રાગ ઉપરનો.

અલબેલીરે આદ્ય ભવાનિ માતા. આઇ અમચાવરની દાતા.
ઘટ ઘટમારે વ્યાપી રહી વિખ્યાતા. જનની છો જગતની જાતા ઝુલ.
ભક્તોનાં સંકટ કાપોરે, મન વાંછીત ફળ આપોરે.
પોતાનો કરીને સ્થાપોરે, બીરદાળીરે દાશને કર્યે સુખ સાતા. આઇ.૧
મહાદેવીરે મુખ જોવા મન થાય, દે દરશન વંદુ પાય;
છો અકળંતરે માહેશ્વરી મહંમાય બ્રંહ્માદીકથી ન કળાએ; ઝુલ.
મા કરૂણા દ્રષ્ટી કરનેરે, બુડતાં બાંવડી ધરનેરે.

દુઃખીઆનું દલદર હરમેરે, ત્રીપુરાંબાકે ત્રીરધારી ગુણ ગાતા.
અલબેલીરે આદ્ય ભવાનીમાતા, આઇ અભયાવરની દાતા. આઇ. ૨

## રાગ દેવ ગંધાર.

સહીએરીરે ઉનાઇ માને જોઇએ, એની છબીલીછબી ન કોઇએ. સ.
આંખ અણીયાળી, સ્વરૂપ રસાળી, વાણીભાળી મન મોહીએ. સહી. ૧
ચંદ્રમુખીને જોતામાં સુખી થઈએ,રહીસુખીને દુઃખ ખોઇએ. સ. ૨
વલ્લભ વરણે સદા તુંજ સરણે, ચરણે ચીતડુ પરોઇએ. સ. ૩

## રાગ ઉપરનો.

મારે ઉનાઇ ગયા વિના નાચાલેરે, આઇ અવગતીઆને ગતે ધાલેરે મારે.
વરસ એકમાં નિમીષ ન દેખું, તો માઉ મુજને સાલેરે; મારે. ૧
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધવર ઘર એઠાં બધુ આલેરે; મારે. ૨
વલ્લભ ભવ અરણુંવ જલભેદે, તે બુડતાં બાંવડી ઝાલેરે.. મારે. ૩

## રાગ ઉપરનો.

મુજ ઘેર આવોરે શ્રી ઉનઇ બાઇ તારે લેકે આંબલો ભાઈ; મુજ
મુજ મન ધુરત મીઠડી સુરત, સુરત-હદે લખાઈ; મુજ. ૧
ચંપક વરણી મીટ મત હરણી, કરણીમાં ન કલાઈ; મુજ. ૨
જોયશલીજે આપ આવીજે વલ્લભ દીજે વડાઇ; મુજ. ૩

## રાગ ઉપરનો.

મુજ ઘેર આવોરે શ્રી ઉનાઇ માત, તુને સમરૂ સાંજને પ્રાત મુજ ૧
ભોળી ભવાની મારે મન માની છાની છે ખ્યાત. મુજ ૨
શીપડી જે મુને સંભારે. માહારે તો તું વીત સાત. મુજ ૩
વિશ્વ વિખ્યાત વાત બધે જાણે. વલ્લભ માતને તાત. મુજ ૪

## રાગ ધનાશ્રી.

બાનાની પત રાખ્ય ઉને મૈયા બાનાની પત રાખ્ય,
બાનાની પત નહી રાખે તો, જાશે તારી સાખ્ય. ઉને મૈયા.
અધમ ઓધારણ નામ સાંભળી, શરણે આવ્યો છુ માત;

જાણી પોતાનો પાળો બાળા, જેમ મધને રાખે માખ. ઉને. ૨
હું કામી ક્રોધી લંપટ લોભી, અવગુણનો નહીપાર;
દાસ જાણી દયા ઉર લાવો, જો હોય સુના કોટી લાખ. ઉને. ૩
સાધન આરાધન હું નવ જાણું, ના જાણું વિવેક વિચાર;
અધમ જાણી તારો મૈયા, પાપ બાળી કરો રાખ. ઉને. ૪
ઇંદ્રાદીક સુર મુની આદે, બ્રહ્મા જપે તારો જાપ;
તેત્રીશક્રોટી દેવતા આરાધે, મહાદેવે ચોળી ખાખ. ઉને. ૫
એક આશરો તારા નામ તણો મા આપો ચરણ નિવાશ;
દામોદરને નીરમળ કરીએ, જેવું કુંદન હોય સુલાખ. ઉને. ૬

## રાગ પુરવી.

જેજેકાર પુંડુ ઉનંમદ કે રાણીકુ, એ રાણીકુ એ રાણીકુ;
ચુવા ચંદન ઓર અરગજા, ધુપ દીપ બાક બાનીકુ. જેજે.
નાદ નીવેદ માજીને ધરાવો, આરતી પુજા બાન બાનીકુ. જેજે.
તાંનસેન તોરા ગુન ગાવે, વાણી ઘો દીન જાણીકુ. જેજે.

## રાગ ગોડી.

સુણો મારી અરજ ઉનેની રાણી, દીન દાસ પોતાનો જાણી. ટેક.
અમરને અભય પદ આપ્યું, હસ્તી ચડી ઇંદ્રાણી;
બોતેરકોટી દાનવ હણી અચંડી રૂપે ક્રોધ આણી. સુણો.
સંસારનું સુખ સ્વપ્ના જેવું, ઝંઝવાનું જેમ પાણી;
ભવસાગર મૈયા પાર ઉતારો, દુર્બળ સેવક જાણી. સુણો.
ઘણા દીવસથી ટેલ કરૂં. નાત નથી કંઇ અજાણી.
હદવાળી હવે સંકટ ટાળો, હર્ષ હૈયામાં આણી. સુણો.
કળજુગમાં ભગતી જાત માજી, વેદ પુરાણે પ્રમાણી.
મેહેર કરો મોતી કહે મુજપર, આપો અવીચળ વાણી. સુણો.

## આઠવારની લાવણી.

મંગલકી સેવા સુનો મેરી દેવા, હાથ જોડ હમદવાર ખડે,
પાન સોપારી દવજા નાળીએર, ચંદન ચોખા ભેટચડે;

રત્ન જડયો મા મુગટ શીરપે, હીરા હારો હાર જડે.
ચુંદડી કસબી કોર કીનારે, પંખેસે મોરસલ ઉડે.
નાકે વેસર વાળી મા બાંહે, બાજુ બંધ લટકતાં.
બરણુવ તેરા ક્યા કરૂં મૈયા, સાતવાર તેરા ગુણ ગાતા,
બુધકી દાતા સબ જુગ માતા, તું મેરા કારજ સીધકરો.
ચરન કમલકો આશરો, સરન તુમારે આન રહો,
સાચીરે આદ્ય જુગત અંબે મકર વીલંબે.
સંતનકે ભંડાર ભરે જ્યાં જ્યાં ભીરપરે;
સંતનકુ દુખ દાળદ્ર પલમાં હરે.
એસીરે તું આદ્ય ભવાની તેરે કમલ મેરા ચીત રખનાં. બર. ૧
ગુરૂવાર હુ સબજુગ માહે પુરન અનોપમ રૂપ ભયો.
માતા હોકે પુત્ર દીલાવે, કહા સારાદા ભોગ લીયો;
તું રખવાલી ખપરવાલી બેઠે કૌતક આપ કીયો.
જે માગે સો દયા ભાવસે પલમે સંકટ દુર કીયો.
ભક્તકાજ મા ધાઇરે કાંઈ ઉદો ઉદો મુખસેં કેતા બરણુવ. ૨
શુકરવાર સુખ દાયક સાધુ સત ખડે તેરી બીંદગીમે.
માનસંત ખડે તેરી હજુર મે, બ્રહ્મા વીશ્નુ મહેષ મુની વેદ વાંચતે હજુરે.
અટલ સિંહાસન બેઠીરે મા મા મતવાલી મગનમે.
સીર કચનકા છત્ર બીરાજે જલહલ જોત જુગતમે.
એસીરેતું આદ્ય ભવાંની તેરે કમલ મેરા ચીત રખના, બરણુવ. ૩
વાર શનીશ્ચરકા કહું [illegible] ચડપરે.
અડસઠ ટેરા નવ ખંડેરા, ચંડમુંડ [illegible] રે.
રક્તબીજ રક્તનમે રોલે, ધુમરીઆ લોચન મારે.
અગાસુર મારે બગાસુર મારે જ્યાં મારે મહીસાસુરે.
ભક્ત કાજ મા ધાઈરે ઉદો ઉદો મુખસેં કેતા. બરણુવ. ૪
આદીતવારે આદ્ય કુમારી રૂપ અનોપમ હે તેરા.
ત્રીભુવનકી તુ મહેરાની પાપીકુ પાર ઉતારા.
તુમ હો માતા પીતા જુગતકી મેં હું બાલક તુમેરા.
મેહેર કરો મેરી ઊનાઇ ભવાની બીના મુગટકુ આધારા.